**બાલીસણામાં હિતવર્ધક સભા**–ઓરાણ પ્રાંતિજની દિ૦ **જૈન** હિતવર્ધક સભાના ૧૩ મી વાર્ષિક બેઠક બાલીસણામાં કાર્તક વદ ૨–૩–૪ પર કાદીપા જેઠીલાલ મોતીચંદ જાંબુડીવાલાના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં આશરે ૫૦૦ દશાહુમડ ભાઇઓ અને બ્હેનો હાજર હતા. દરરોજ પ્રાંતિજ બોર્ડિંગ અને સાકરોડા પાઠશાળાના વિદ્યાર્થીઓના ગાયનો થતાં હતા. પ્રથમ બેઠકમાં પ્રાંતિજ તાલુકા સમિતિના મંત્રી ચીમનલાલભાઇ તથા જગમોહનદાસ હીરાલાલે બાહી પહેરવાથીજ ધર્મનું પતન થાય છે એ વિષે વિવેચન કર્યું હતું. બીજી બેઠકમાં પ્રાંતિજ બોર્ડિંગના વિદ્યાર્થીઓએ કેલવણી વિષે સંવાદ કર્યો હતો તથા ચીમનલાલ અને જગમોહનદાસે રાષ્ટ્રીય કેળવણી અને ધાર્મિક કેલવણીના ફાયદા દર્શાવ્યા હતા. એજ રીતે બોર્ડિંગનો ટુંક સાર રજુ થતાં જણાયું હતું કે શરૂઆતમાં ૪૫ હતા અને હાલ ૧૮ વિદ્યાર્થી છે જે અંધા દશા દર્શાવે છે. મણીલાલ કોઠારીએ જણાવ્યું કે આજ સુધી સાતથી આઠ હજાર રૂપીઆ ખરચાઇ ચુક્યા છે છતાં એક પણ વિદ્યાર્થી તૈયાર થયો નથી એ અજબ જેવું છે. કાર્યકર્તાઓના મતભેદથી સંસ્થાને નુકશાન થાય છે. કાર્યકર્તાઓએ તો માન અપમાનની દરકાર ન કરતાં બોર્ડિંગની ઉન્નતિનાજ પ્રયત્ન કરવા જોઇએ. ત્રીજી બેઠકમાં ચીમનલાલભાઇ તથા મણીલાલ કોઠારીએ બાહીથી દેશોન્નતિ છે તેમજ પરદેશી કાપડમાં ચરબી જેવી અપવિત્ર વસ્તુઓ અને પરદેશી કેશરમાં લોહી તથા પરદેશી ખાંડમાં હાડકાં જેવી અપવિત્ર ચીજોનો ઉપયોગ થતો હોવાથી તે જૈનોએ વારંવાર વાપરવી જોઇએ નહિ વગેરે જણાવ્યા પછી શા૦ નેમચંદ ઉગરચંદે જૈનમિત્રનો એ વિષનો લેખ વાંચી સંભળાવ્યો હતો. એ **પછી** (૧) દેહેરાસરમાં અંગલુછણાં તથા પાથરણાં વગેરે ખાદીના રાખવાં, (૨) શુદ્ધ પવિત્ર કેશર ન મલે ત્યાં સુધી કેશરને બદલે ચંદન વાપરવું. (૩) દહેરાસરોમાં પ્રભાવના અને લ્હાણીમાં પરદેશી ખાંડ અને તેની બનાવેલી ચીજોનો ઉપયોગ નહિ કરવાને સર્વેને વિનંતિ કરનારા [illegible] પસાર થયા હતા. શ્રાવિકાશ્રમ મુંબાઇની નાની બ્હેને કેલવણી વિષે તથા ગૌશાળા માટે પાનાચંદે ઠીક વિવેચન કર્યું હતું. કેટલીક બ્હેનોએ સ્વદેશી કાપડ વાપરવા પ્રતિજ્ઞા લીધી હતી તેમજ સભાના મદદમાં સારી રકમ ભરાઇ હતી. મંત્રીએ સભાનો રિપોર્ટ રજુ કરતાં જણાવ્યું હતું કે વર્ષ દરમ્યાન રૂ. ૧૨૮૧।।।≈। જમે હતા તેમાંથી ૮૬૦।।૦। જાંબુડીના સભાનો ખરચ બાદ જતાં રૂ. ૪૨૧।≈ બાકી જણાવ્યા હતા જે હજુ લોકો પાસે લેણા છે તે સર્વેને આપી દેવા વિનંતિ કરી હતી. છેવટે આવતી બેઠક ઈડરમાં પેથાપુર નિવાસી શેઠ અમથાલાલ સાંકલચંદના પ્રમુખપણા નીચે ભરવાનો ઠરાવ થયો હતો અને વદી ૬ ને દિને બાલીસણામાં છગનરાજ ખુશાલ તરફથી સર્વેને જમણ અપાયું હતું. દહેરાસરજીમાં પણ ૬૦૦)ની ઉપજ થઇ હતી.

**श्वे० दि० में निवटेरा**–तीर्थोंके झगड़ेमें वर्षोंसे दिगम्बरी श्वेताम्बरी भाईयोंके लाखों रुपये खर्च हो रहे हैं इसका आपसमें निवटेरा करनेकी हलचल दो तीन वर्षसे चल रही थी और अभी खबर मिली है कि लाला जम्बूप्रसादजी द्वारा खबर मिली है कि दोनों तरफके वीस २ प्रतिनिधि चुने जा चुके हैं और देहलीमें ता० ४ फर्वरीको कोन्फ्रेन्स होगी।

**સુરતમાં દાન**–અત્રેના શા. નવલચંદ શોભાગચંદે પોતાના ભાણેજ ચંપાબ્હેનના સ્મરણાર્થે ૧૦૬) નીચે મુજબ દાન કર્યું છે ૧૦) ભોજનશાળા સુરત, ૧૦) પાંજરાપોળ સુરત, ૧૫) અશક્તાશ્રમ, ૧૫) કુલકોર કન્યાશાળા, ૧૦) સીખરજી અશક્ત આશ્રમ, ૧૦) રૂ. બ્ર૦ આશ્રમ જયપુર, ૧૦) અનાથાલય ઔષધાલય બડનગર ૧૦) હીરાબાગ ઔષધાલય, ૫) કુંથલગિરિ આશ્રમ, ૫) સ્યા. વિદ્યાલય કાશી અને ૨) જીવદયા.

"जैन विजय" प्रिन्टिंग प्रेस खपाटिया चकला,–सुरतमें मूलचंद किसनदास कापड़ियाने मुद्रित किया और "दिगम्बर जैन" आफिस, चंदावाड़ी–सुरतसे उन्होंने ही प्रकट किया।